# સતી-નાયકા

નાટકનાં ગાયનો

સન્મિત્ર નાટક સમાજ માટે.



સુરત

ધી " રાંદેર " પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું





સન ૧૯૧૦



# પાત્રો

—❧—

## પુરૂષ વર્ગ.

ધીરસીંહ—એક રાજા.

પ્રધાન—ધીરસિંહનો

મણિકાન્ત—પ્રધાનનો પુત્ર તથા ધીરસિંહનો મિત્ર.

ભુલાભટ—એક બ્રાહ્મણ.

ઉસ્તાદ—પ્રેમકળાનો.

ગંભીરસીંહ—ધીરસીંહનો સાળો.

પ્રધાન—ગંભીરસિંહનો.

અડબંગ—એક ગામડીઓ.

મલકોપ—મંગલીનો ધણી.

ભાણિયો—મલકોપનો છોકરો.

## સ્ત્રી વર્ગ.

મનોરમા—ધીરસિંહની રાણી.

પ્રેમકળા—એક નાયકા, પાછળથી ધીરસીંહની બીજી રાણી.

ગંગલી—અડબંગની સ્ત્રી.

મંગલી—ગંગલીની બ્હેનપણી.

સખી, દાસી, કંચની, નોકર, લસ્કર, વિગેરે.



# સતી નાયકા.

## અંક ૧ લો.

### મંગળાચરણ.

૧

સુત્રધાર—ધર ધ્યાન ધરણીધર, અવનિધર હે ધરાધર,
ધરમ ધુરંધર ભૂધર, સર્વસ્વ શક્તિધર શ્રીધર. ધ૦
શંખ ચક્ર ધર મહીધર, પદ્મ ગદાધર કૌસ્તુભ,
લક્ષ્મીસંગ કરૂણા ધર, શરણું મમ હે પ્રભુ ધર. ધ૦

૨

બાળાઓ—ધન્ય ધરા પર તે સતી સુંદર, શુદ્ધ નિરંતર તેનો ભાવ,
પતિ પર આદર અંતર અંદર, છે શ્રેયસ્કર પૂર્ણ પ્રભાવ. ધ૦
મોહ મળે નહીં આ તન ધનમાં, તત્પર મનમાં,
નિત્ય સત્ય સુખકર સાધનમાં, પ્રકાશતી જનમાં. ધ૦

૩

નટી—તમામ આર્યપત્ની કાયલી દિસે સદાની હા,
અબળા નામ ધરી નીચ ચરિત્રો ચલવે વાહ. ત૦
બાયલા ચાળા કરે વારવાર, પ્રપંચ જાળને પાથરનાર,
કાળ અજ્ઞાનથી ભાન ગુમાનથી ભુલવે એ વાહ. ત૦

મનોરમા તથા સખીઓ— ૪

સાહાય થજો શૈલેશ્વર સ્વામી, ધ્યાન ધરણીધર ધરજોજી એ એ એ.
કૃપા કૃપાળુ કરજો વ્હાલા, વ્હારે વેગે વ્હેલા ચઢજોજી એ એ એ. સા૦
ભાવિક ભકતો ભવથી તર્યા, ભય ભીડ ભંજન હરજોજી એ એ એ.

ઉમાનાથ અરજી અબળાની, આજે અંતરથી ન વિસારજોજી એ એ એ.
વીજીઆ સુર સજ્જે મિથ્ય બોળા, વાસનામાં વિસ્તરજોજી એ એ એ ઉ. આ.

૫

હું તો જોઇ રહી તુજ વાટરે, વ્રજના વિહારી,
હું તો ઢુંઢી કાલિંદીને ઘાટરે, વ્રજના વિહારી,
આંખડી સમીપ જોઇ મૂરતિ રસીકડી,
ઘેલી બની તુજ માટરે, વ્રજના વિહારી, હું.
સીતાને સુખથી વર્યા, વર્ત્યો બહુ આનંદ,
રાજ્યારોહાણુ સમયપર, ફાવ્યો કુબજા ફંદ. આં૦
રાજ્યપાટ સર્વ તજી વસ્યા વનવાસમાં,
દુષ્ટ રાવણે ફસાવી નાખ્યા બહુ ત્રાસમાં,
બાંધી સમુદ્ર પર પાજ, રાક્ષસ હાથે હણ્યા. આં૦

૬

ભુલાભટ—વાહ વાહ હવે તો ભટ્ટ વિલાસી બનશે, હા બનશે.
હા બની ઠની વરઘોડે ચઢીને ભટાણીને જઇ વરશે,
હા વરશે—વા.
ફેટીન બે ઘોડાની લેશું, બેસીશું તે માથે,
બંગલે જાશું ખાશું પીશું ગાશું ગોરી સાથે,
આ ભુલાભટ તે વાંકા ટેડા ચાલીને રોફ કરશે,
હા કરશે—વા.

૭

બંગલી—મારો નાવલીઓ નાદાન, તેને તો શું કહીએ,
પરણ્યાની સાથે પ્રીત, રીતથી રહીએ.
અમે ચાર સાહેલી મળી પાણીડાં જઇએ,
સરખે સરખીથી મોજ મજા શું લઇએ.
મારે સાસુડીનું સાલ, નણંદ દુઃખ દેછે,
મારૂં ભર જોબનનું ફુલ, સુકાવી દેછે.

૮

પ્રેમકળા—લગ જાયગી, છેલાજી લગ જાયગી, નજરીયાં
લગ જાયગી—લગ૦

મેરે ઓ સેઠ જાની, બાંકીસી ટોપી મત પહના,
મેરે દિલદાર જાની, ખુલ્લો રખો મત સેંતો—લગ૦
મેરે ઓ સેઠ જાની, દૃગમેં સુરમા મત ડાલો,
મેરે દિલદાર જાની, ટેડીસી ચાલ મત ચાલો—લગ૦

૯

આહા કોઇ કામો પરાયાં બજાવો,
નિજ દિલને ભાવે ખોલી બતાવો—આ૦
તડકે તપતાં તરૂવરો, ધન્ય તમોને નેટ,
પશુ પંખી ને પંથીઓ, આશ્રય લે તમ હેઠ,
તેમ પરને બચાવો, બોલાવો, હસાલો મેળાવો રિઝાવો-નિ.

૧૦

સો તેરે લીયે જોબન બનાય રખુંગી,
બનાય રખુંગી જમાય રખુંગી—સો૦
સોનેકા ઘડવા ઓર ઘડવે પે ઝારી યાર,
ગંગાજલ પનીયાં ભરાય રખુંગી—સો૦
ફુલો મંગાઉં મેં તુરા બનાઉં યાર,
ફુલનકા ગજરા ગુંથાય રખુંગી—સો૦
હારભી પહેના મેંને બંગરીભી પહેની યાર,
ઝુલ્ફોમેં મોતી ઝુલાય રખુંગી—સો૦
છીટકારી ખુશબો અ-તરકી હવામેં યાર,
ફુલોકી સેજાં બિછાય રખુંગી—સો૦

૧૧

ભુલાભટ—ગહન ગતિ ઈશની, ન પાર કોઇ પામે,
વિભુકૃતિ વિચારીને, રૂષિ મુની વિરામે—ગ૦
થાય ભુંડાનું ભુંડું, એ ન્યાય છે ખરે છે,
પાપ ડુબી જાય અંતે, સત્ય તો તરે છે,
રાખજો ભરૂંસો એ, શીખ ધરી ધ્યાને—ગ૦

૧૨

જંગલી—મને વિના વાંકે ન સતાવોરે નાથજી લાગું તમારે હું પાય
અલકોપ—તને કહું શું નફ્ટ કજાતનીરે તને દેખીને લાગેછે લ્હાય.મ.

૪

નલા—ઓ સ્વામી હાય, જતાં પીઅર લજાય,
કેમ નારીને તજાય, અતિ જુલમ ગણાય—મ૦
મલકોપ—ચૂપ કર કમજાત, પહેલી લાત પછી વાત,
મંગલી—શાને પિયુ મારો લાત, જીવ જાય ન ખમાય હાય
હાય હાય—મ૦

૧૩

મનોરમા—માણુસ નહીં મમતા તજે, તજે—મા૦
અહંકારમાં મસ્ત બનીને, સદગુણુ ઉર નહીં સજે,
ફસે નારીના ફંદે પ્રીતે, જુએ કુસંપે મજે, મજે—મા૦
ભલે હોય માંદો પોતે પણુ, લોભ જરી નવ તજે,
રૂએ મુરખો જોઇ સગાંને. જુઓ જગતની વજે, વજે
—મા૦
સંપ તણો સંબંધ કરે નહીં, કામ ક્રોધને ભજે,
પંડિત જન પ્રીછે સહુ તુજને, એવોં જાતે થજે,
થજે—મા૦

૧૪

થયાં સર્વે સખીઓમાં શ્રેષ્ટ તમે,
મન મારૂં તમોસું રમે—થ૦
એક બીજાનાં દિલ મળ્યાનાં,
ચિન્હો પ્રકાશ્યાં તમે ને અમે.—થ૦

૧૫

પ્રેમકળા—મને યારી દેશે ગિરિધારી રે, પૂઠ પૂરશે પ્રીતે ત્રિપુરારી,
સવરી ઓદ્ધારી તારાબાઇ તારી, રોતીરાખીવિદુર તણી નારી–એ મં૦
મનોરમા—ટેક ને નેક બાઇ રાખી રહેજો તમે, પ્રાણુ જતાં
પણુ ભારી,
પ્રેમકળા—પાડ માનું આપનો હું, પ્રભુને સોંપી ચિંતા મેં પારી,
એ—મ૦

૧૬

ગંગલી—સુખવેલના ચોખા તે સાબલે ઓસાય રે અડબંગ,
ગવંરીનાં ઘી ભોજન જમતેલા જાઓ—સુ૦
દાદે દેશ જોયારે જાદીએ મુલક જોયારે તો એ,
એક ના જોયું રે મારૂં જગતું રે જોડું—ટેક૦
બાપે પૈસા ખરચ્યાં માડીએ રૂપીઆ ખરચ્યા તેઓ—એ૦
કરમે કજોડું ઘરને બ્હાર વરઝોળું રોજે—એ૦

અડબંગ તથા ગંગલી— ૧૭

આવોરે મારી રંગીલી રામા, જાઓ જાઓ
આવોરે મારી સલુણી શ્યામા.
શું હસાવો શું ફસાવો, આવો આવો જાઓ જાઓ,
મેલોરે આવા ચાળા નકમા.—આ૦
ના સતાવો ના રિબાવો, આવો આવો,
ભેટોરે મન ભાવેથી ભામા—આ૦

૧૮

મનોરમા—કરે કામની શું સંસારે, વારે વારે પતિને સંભારે,
બધી આળ પંપાળ વિસારે, પતિ રામનું નામ ઉચ્ચારે,
ભલે દાખો બ્રહ્માંડને ભારે, ભલે કાપોને તીક્ષ્ણ ધારે—ક.
દેહ ગેહ શુદ્ધિ નહીં, તૂટી ગઇ જગ પ્રીત,
ગોરી તો ગાતી ફરે, રસીઆનું રસગીત;
ખાન પતિનું ને પાન પતિનું, ગાન પતિ ગુલતાન
એક મુકે નહિં ટેક પરોવે, છેક શુણી સુલતાન.—ક.

ધીરસીંહ— ૧૯

આવી આવી મળી મનમાની હો, ખરે તેની સફળ જીંદગાની—આ૦
એક કટાક્ષે પાડે છે નરને, પછી નજર નહી દેખે અવરને,
દેહ છટા દીએ દીપાવી હો—ખ૦
ચંપક વરણી વેણી નિશાળે, વનિતા એવી વસંત કાળે,
ભાગ્ય થકી મળી મન ભાવી હો—ખ૦

...વા મનોરમા— ૨૦

ઓ પ્રીયકર સુંદર રસિક પ્રીતમ રસના સાર છો,
હૈયા તણા પ્રિય હાર છો, શ્યામ શ્રૃંગાર છો,
અત્યંત આનંદકાર છો, મોહિત મંગળકાર છો,
મંગળકારી સમજણુ સારી પ્રીત પસારી વાહવા વાહ—ઓ.
પ્રીતે પૂરણુ પવિત્ર પ્યારી, ઓ વ્હાલા તુજ વડે રૂપાળી,
માનિની તું મન હરનારી, છબી છબીલા કામણુગારી—ઓ.



# અંક ૨ જો.

કંચનીઓઃ— ૨૧

તક તક મારે નજરીઆં રાય, કાલીસી ઝુલ્ફેમેં જીયા લલચાયે. ત૦
એકતો મારે તોરી બાલી ઉમરીઆં, દુજો મારે જોબનવા રાય,
ત્રીજે મારે તોરી અંગીયાકી બટવા, કયા જાદુ ડારા નજરીયાં રાય. ત૦

૨૨

પ્રેમકળા—નજરીયાં મેરી જાં હે તેરી કટરીઆં,
તેરી કટરીઆં લગી હયે છતીઆં. —તે૦
ગોરા ગોરા યે જાની, ચાંદસા ચહેરા તેરા,
દિખાકે મન હર લીનો સુંદરીઆં. નજરીઆં૦
અજબ લાસાની તેરી, ઝલકે જવાની,
મુજકો પિયારી તેરી હય બતીઆં. નજરીઆં.
તેરી જુદાઇસે જાતી હયે જાન મેરી,
બેચેનીસે મેરી કટે ન રતીઆં. નેજરીઆં.

૨૩

રાજા તોરા નયના લાગે છે આરપારરે,
લાગે છે આરપારરે, દિવાના દિલદાર રે. રા૦
નયનાકી મારી બની બીચારી, કોનો લાચારને આધારરે. રા૦

૨૪

પ્રધાન—નંદાનંદન આનંદ, બ્રહ્મચારી બ્રહ્માનંદ,
સત્યસ્વરૂપ સચ્ચિદાનંદ, જ્ઞાનાનંદ પરમાનંદ. નં૦
યોગી કહત અખંડાનંદ. ભોગી કહત અલ્પાનંદ,
રોગી કહત ચિંતાનંદ, વંદત જન ભિન્નાનંદ. નં૦

૨૫

પ્રેમકળા—પ્યારે તોરે અંગમેં ફુલનકી બહાર હય. પ્યા૦
ફુલનકે બાજુબંદ ફુલનકે ગજરા,
ઓર સોહે ફુલનકા ગલે હાર હય. પ્યા૦

નેના કમલ ઓર ચહેરા ગુલાબ હય,
ગોરે ગોરે ગાલ સઇયા ગુલે અનાર હય. ખા૦

૨૬

નાહી બનશેજી પ્રીતિના મોતીનું મુલ,
મોતીનું મુલ આખી દુનિયા છે ડુલ. નાહી૦
હીરા માણેક ને દામ કરોડો,
પ્રીતિના લહેજામાં એ છે વસુલ. નાહી૦
સાગર રસનો છીપ છે દિલની,
પ.કે મોતી પાણી ઝરો અતુલ. નાહી૦

૨૭

મણિકાન્ત—ન થાય ને ન નિભે ત્રીજા વિના લડાઈ,
છે ત્રીજું જહાન્નમની ખાઇ. ન૦
સાસુ નણંદ દીઅર વરવહુની વચ્ચે, વહુના માસી બેન માઇ,
જારીને ધંધે કૂટણું પ્રમાણો, કે અપરમાની સગાઇ. ન૦
એક પુરૂષ બે બઇરીની વચ્ચે, બે પુરૂષ એક બાઇ,
વ્યભિચારી તેમજ પરણ્યાને પ્રત્યે, ને ઘરને પાડોસી પિત્રાઇ. ન૦
ચાહે મેળાવે ચાહે છોડાવે, સ્વારથ સત્તાથી લોભાઇ,
મેળાવનાર વળી જાતે છોડાવે, છે ભુંડી સંસારની ભવાઇ. ન૦

પ્રેમકળાની સખીઓ— ૨૮

સાહેલી સંગે મળી સખીને હીંચકે ઝુલાવો. સા૦
હીંચકે બેસતી શી શોભે રે પ્યારી રંગી,
ખીલી છે જોબન ફુલવાડી બહારી રંગી,
ગાલની ઉપરે ગુલાબની લાલી રંગી,
સુકોમળ અંગની બલિહારી છે ન્યારી રંગી,
સહુમાં સરદારી છે, મન હરનારી છે, સખી સુખકારી છે,
હાવભાવે હેતે રિઝાવો. સા૦

૨૯

પ્રેમકળા—આ અમૃત સરોવર ભરીયું મારા હંસલાને કાજ,
એ રે હંસલા વિણુ નહી કોઇ અમૃતરસ પીનાર, આ૦

અવસર આવે રિઝાવશું, માનીતા હંસરાજ,
નેહ થકી તેડાવશું, મુકી મનની લાજ,
ચતુર હંસલો ચારો ચરતાં મોતી મોઘાં જામશે. આ૦

૩૦

આજ પ્રીતમને પ્રેમેથી હીંચકે હુલાવું,
હીંચો હીંચો પ્રેમરાજ, હીંચો ધીરસીંહ રાજ હાં રે. આ૦
ખીલી છે ફુલવાડી, આસોપાલવની ઝાડી,
આંબાની ઘટા ઘાડી, કુદરતની ખુબી ન્યારી હાં રે. આ૦

૩૧

**ધીરસીંહ**—ખરેખર પ્રેમમાં તમારો ગુન્હેગાર હું છું,
પણ માયા પ્રભુની આગળે લાચાર હું છું. ખ૦
ન જાણું રોગ કોણ વ્યાપીયો બિમાર હું છું,
ચાહે તે શિક્ષા કરો, પૂર્ણ તલબગાર હું છું. ખ૦

૩૨

**મનોરમા**—સન્તા સુખ તે વધે સ્ત્રી એકનાં, બીજી કરે કેમ
ક્ષમા—સ૦
હદ આ તો થઇ જમાનો પલટયો,
નરની મતિ ગઈ ભવ આ બગડયો,
સ્ત્રીની આ ગત થાય, મારૂં કાળજું કપાય,
આવવા દે અરે અહીંઆં એ ગોલી,
ભાંડું મારૂં હું રાંડને રોળી રોળી,
મારેથી ઉપરી થવા જાય શું જરી,
સતાવું સંતાપું બીવરાવું ને રડાવું. સ૦

૩૩

**મંગલી**—પટેલે પટલણુ કાઢી મેલીરે મેવલા,
મલકોપે મંગલી કાઢી મેલી રે મેવલા.
માથે છે ટોપલો ને કેડે છે છોકરો ને,
ચાલી તે ઉભી બજાર રે મેવલા.
ખાઇ ખુંદીને થઇ જાડી રે મેવલા,
પહેલા વેતરની જાણે પાડી રે મેવલા.—માથે૦

૩૪

**મંગલી ગંગલી અડબંગ ને ભાણીયો—**

મને મારી મુઆએ હું મરી જ ગઇ.—મ૦
કમર લચકાઇ ગયો વાંસો ચીરાઇ મારી છાતી ભીડાઇ,
તોએ આરત મુઆની ન પૂરી થઇ—મ૦
એનો જીવ ગભરાન, મારો જીવ ઉડી જાય ક્યારે ઠાઠડી
તારી જાય,
કે રાંડ હું લઉં તારાં છાજીઆં જઇ—મ૦
તારી કેડ મરડાઇ, તારી ડોક તરડાઇ, ગયું કલેજું કરડાઇ,
તોએ આરત બાપાની ન પૂરી થઇ—મ૦

૩૫

**પ્રેમકળાની સખીઓ**—સૂરજ ઉગ્યા રે કેવડીઆની પણુછે,
કે વ્હાણેલાં ભલાં વાયાં રે—સુ૦
સૂતા જાગો રે વાસુદેવના નંદ—કે
તમ જાગે રે જાગે સહુ દેવ.—કે૦
લેજો લેજો રે તમે પીતળ લોટા—કે૦
દાતણ કરજો રે તુળસીજીને કયારે—કે૦
મુખ ન્હોજો રે પામરીઓને છેડે—કે૦

૩૬

છોરી પહેલું મંગળ વરતાય, શોભા ઘણેરીરે,
ત્યાંતો વર કન્યા લગન લેવાય—શો૦
છોરી બીજું મંગળ વરતાય–શો. ત્યાંતો ગવરીનાં દાન અપાય–શો.
છોરી ત્રીજું મંગળ વરતાય–શો. ત્યાંતો કન્યાનાં દાન દેવાય–શો.
છોરી ચોથું મંગળ વરતાય–શો. હવે ગઇ પરાયે ગોત્ર–શો.

૩૭

દાદાના ખોડલીઆ કેમ મેલ્યા
પ્રેમકળા બાઇરે, આઘેરા ડુંગર તમને વ્હાલેરા લાગ્યા.
વ્હાલેરા લાગ્યા તમને વ્હાલેરા લાગ્યા,
સ્વામીની સોડે જઇને બેઠાં—પ્રે૦

**અંક બીજો સમાપ્ત.**

# અંક ૩ જો.

**મિરસીંહ તથા મનોરમા—૩૮**

રંગીલી રસીલી છબીલી રે બાલી,
ગૌર વર્ણ નવોઢા આશું પ્રીતિની રીતિ,
જાઓ સતાવો ન શીદને બોલાવો,
દિલગીરી છે અમને, તેમાં શું છે તમને,
કારણ શું છે કહોને—રં૦

૩૯

મણિકાન્ત—હેજી દુનીયા દગાકી બાજી
દગાકી બાજી, જુઠોંકી સાજી.—હે૦
બાહીર સુંદર ભીતર છુરી,
છુરી છુપાવત તાજી, પ્રપંચી પાજી—હે૦
ઝુકતી મદમેં હરદમ ચાહાતી,
ઝુકાનેવાલા જહાજી, મસ્ત મીજાજી—હે૦
ઓરકું ઠગતી આપ ઠગાતી,
હરામમેં નિત રાજી, રંજ રીવાજી—હે૦

૪૦

કંચનીઓ—વૃંદાબનમેં આજો મોરી ગલી,
રસીઆ બનમેં આજો મોરી ગલી—વૃં૦
મોરી ગલીકે લોક બુરે હે, ચરચા બનાવત બુરી મીલિ—વ૦
તુમતો નિપટહો નંદકે લાલા, મેં તો ગુવાલન સબસેં ભલી—વ૦

૪૧

**ગંગલી મંગલી તથા બાણીઓ—**

વાંકાને તાડની તાડી મારા છેલડા, આવ અલબેલડા,
વાંકા તે તાડની તાડીરે લોલ.
ગડધાની તાડી મગાવી મારા છેલડા, આવ મારા ઘેલડા,
ઘડીઆમાં ધાલીને લાવીરે લોલ.

રમમ માડી તું દેને ચવાણું, ઉપર ચવાણું,
તતત તાડીનું દેનેરે લોલ.
ખોળામાં બેસીને પીઓ મારા છેલડા, આવ મન મેલડા,
ખાઈ પી રંગરેલ કીજોરે લોલ.

૪૨

ગંગલી મંગલી ને અડબંગ—

મંગલી મફ્ત મલકાય શું.
અડબંગની અલી બની રહે મંગલી, ગંગલી ફોકટ ફુલાય શું
મંગળ ફેરા વળી ફરશે આ મંગલી,
નવાં ઘરેણાં સજશું રોજ, નવી નવી માણીશું મોજ,
ડહામ તને ચાંપુ તને, કોણ અલી તુંજ અલી.
કોણ અલી ગંગલી, શું કહે રે મંગલી,
આમાં છે એની લુચ્ચાઇ, આપણને એ બનાવે બાઇ.
જેવું કહે તને તેવું એ કહે મને, બે મળીને એની
કુંદી કરીએ,
અડબંગે તો ખુબ કરી, બે વાંદરીઓ લડી મરી,
ધોબીનો કુતરો ક્યાં યન ઠરે, બે ઘરનો પરોણો ભૂખે મરે.

પ્રેમકળા તથા ધીરસીંહ—૪૩

ઘેલી થઇછું રસીલા પિયુ હું આનંદ આનંદથી,
મારા વ્હાલાના મેળાપથી, એ હૈયાતણા હારથી—ઘે૦
આ અવસર છે અમુલ્ય આજે આવો હેત કરી,
એવા અવસર હજાર આવે જાણું ફરી ફરી,
ના ના તે નહી બનશે—એ એ એ. ઘે૦
રસ ભરી હું કળી છું ખીલી રસ લ્યોરે રસીલા ઝીલી,
હવે વ્હાલી મુકું ના ઢીલી એ એ એ—ઘે૦
આવો ત્યારે આલિંગન આપો શું શરમાતા નથી.
ઠીક, બદલો તો ઠીક વાળ્યો,
શરમાવો ના શાણા સલુણા લ્યો લાખેણો લ્હાવો આ
દિલદારથી—ઘે૦

૪૪

મનોરમા—પિયુ પાછા કદિ નહીં પડજો રે, શત્રુ સંગ
લડજો—પિ૦
સિંહ સમાન શૂરા પિયુ મારા, અજાદળમાં તૂટી
પડજો રે—શ૦
અસિ ગ્રહીને હસ્ત તમારે, અતિ બળથી યુધ્ધ
કરજો રે,—શ૦
પગ પાછો નવ દેશો દળમાં, ક્ષત્રી તણે ટેક
ચઢજો રે—શ૦

૪૫

ધીરસીંહ તથા પ્રેમકળા—

દુશ્મન ઉડાવું જંગ મચાવું, રંગ જમાવું હું રણમાં,
જઇ ખળદળમાં લઇ અસિ કરમાં, રંગ જમાવું હું રણમાં.
જશે પાપી છટકી પાડું પટકી, નભ નગ મારૂં મગ મગમાં,
હું સ્થળ સ્થળમાં કળ બળ છળમાં, રંગ જમાવું
હું રણમાં.

૪૬

ગંભીરસીંહ તથા લશ્કર—

આજે વાળો વેર દુશ્મન ઝેરથી સંહારી નાખો,
કેર સહુ કેર કાપો દુશ્મન દળનો સમુહ આખો.
જેર બસ જેર થઇને પડશે શત્રુ પ્રતાપ ઝાંખો,
લ્હેર બસ લ્હેર ગંભીરસીંહની જય જય ભાખો—આ.

પ્રેમ કળા તથા લશ્કર— ૪૭

શૂરવીર મારા બહાદુરો, કાઢો ઝટ તલવારો,
શ્વાન સરીખાં ભસી રહ્યાં છે, આ શતરૂને મારો. શ૦
ધાઓ ધાઓ શું જોઇ રહ્યા છો, રણતુર ઝટ વગડાવો,
અજાદળ આ મન સમજી સહુ, સિંહરૂપ થઇ જાઓ. શ૦
ખડગ ચલાવો ખંતેથી ને, વીર હાથ પરખાવો,
જગદીશ્વરનું સ્મરણ કરીને, વિજયધ્વજા ફરકાવો. શ૦

ઉ- ૪૮

થા હું રાજ આજ છું, આભારી આપનો અતિ,
મારી તણો મહેતાજ છું, કળી ન આપની ગતિ. થ૦
વ્હાલમાં કીધું વેર મેં, હાથ ધરી શમશેર મેં,
રેડયું અમૃતમાં ઝેર મેં, મુઝાઇ છે મારી મતિ. થ૦

૪૯

લશ્કરો—નમીએ નાથ નિરંજન દેવા,
શુદ્ધ ચિત્તે કરીએ તુજ સેવા. ન૦
શાન્તિ સ્થાપ તું માનવ મનમાં,
પાપને કાપી ભાવ દે જનમાં,
ઇશ કૃપાથી દુખ દુર થાય,
માગીએ મળી તારી કૃપાય,
જન્મ સફળ કરી લેવા. ન૦

મનોરમા— ૫૦

જન ભૂલ્યા જ્યાંથી જાણો રે, ત્યાંથી ફરીને ગણવું,
ભણતર ભણવાનું જાણો રે, એજ ખરૂં છે ભણવું. જ૦
જન્ ભૂલે ( ૨ ) દુનિયામાંહી, સહુએ છે ઠોકર ખાઇ,
પણ ડાહ્યાએ તો ડરવું રે. ત્યાંથી૦
સુધરતાં નીચું નથી રે, શૂરાનું છે કામ,
એકની એ થાયે નહીં રે, અટક ભૂલ તમામ. જ૦

૫૧

સ્ત્રીઓ—જીરે આજ આનંદ દિન ઉગીઓ,
હું તો જાવું મારા વ્હાલાની વાટ,
વાલમ ઘેર આવશે. ટેક૦
હું તો શેરી વળાવીને સજ કરૂં, પથરાવું લીલા પીળા પાટ. વ્હા૦
હું તો કેશર છાંટું રે છાંટણાં, બાંધું લીલુડાં તોરણ દ્વાર, વ્હા૦
હું તો થાળ ભરાવું રે મોતીડે, રાંધું શેવ શીરો ને કંસાર. વ્હા૦

૫૨

પ્રેમકળા—હતીજ શૌર્ય દેશની, બની તે બાઇ હું,
નિહાળો નગરશેઠની, કુંવારી જાઇ હું. ન૦

કાંકણુ તણી તે શોધનારી રંક બાળ,
વદી જે વેણુ ઇશ કૃપાએ, પળવાવાળી ધુ

સર્વ પાત્રો— ૫૩

રે સુંદર મનહર સુખકર દુખહર ધન્ય ધન્ય દિન આ. રે૦
તનના મનના વનના સહુ દુરિત દુર થયાં,
ભયથી જે ભારી, કષ્ટ રે કારી, ઇશ ઓવારી,
નાખ્યાં તેં ટાળી, લીધા ઉગારી, અમને ભલા. રે૦
પાપ અમાપ અરે કિરતાર, બાપ આ વાર નિવારી દીધાં,
ઉપકારી કર્યાં, સુઆર્ય દેશને કરો હવે શૌર્ય દેશ હા. રે૦



